# બીલીમોરાના "છીલ્લા"!

## ( અંક ૨ જો. )

### બીલીમોરાના "બાપુ સાહેબ."



બીલીમોરા જેવા નાના ગામમાં ધુણવાના મથકો અસ્તિત્વ ધરાવતા હશે, એમ જાણી વાચનારાઓ અજબ થશે, આ મથકોમાંનું એક બાગીએ ધુણીએ છે, કે જ્યાં એક લગડી ખાછણ ધુણે છે, જેના દીલમાં એક ભુત આવે છે, અને તેનો લાભ સઘળી કોમના લોકો લે છે. અહીં પારસી સ્ત્રીઓ માત્ર ગણત્રીનીજ જાય છે એક મથક બીલીમોરાની નજદીકના દેસરા ગામ તરફ છે, જ્યાં પણ પારસી સ્ત્રીઓ જાય છે. એક ધોલ નામે ગામમા છે, જ્યા એક દુબળો ધુણે છે, અને તેના દીલમાં "ઝીણા મામા" આવે છે! એક ઢીબરા ભાણાને નામે ઓળખાતા શખ્સના મકાનમા છે, જેને ત્યાં "બાપુ સાહેબ"ની સ્વારી આવે છે, અને જ્યાં પારસી સ્ત્રીઓ વર્ષો થયા લાભ લેતી રહી છે. આ ઉપરાંત ત્રીકમ નામના એક ગોલાના મકાનમા "સેરમશાહ પીર"નો છીલ્લો ફરેવાય છે. આ ગોલો ઝીણા જમાને ત્યાં મુલાકાતે આવે છે, અને તેને પોતાને મે અને મારા મીત્રે ધુણતા જોયો છે.

વળી ફકીર રાઘવા નામના એક માછીને ત્યાં તેની ઓરત ધુણી ધુણે છે, તેના દીલમાં પણ "બાપુ સાહેબ"ની સ્વારી આવે છે. પણ સૌથી વધુ અગત્ય ધરાવતું મથક, યાને બીલીમોરામાં ધુણવાનું "હેડ ક્વૉર્ટર્સ" ગોલા ઝીણા જમાનું મકાન છે આ મથક પ્રમાણીક મહેનત વગર પૈસા પેદા કરવાની ટંકશાળ છે, એમ કહીએ તો ચાલે.

આ રીતે બીલીમોરામાં "બાપુ સાહેબ"નો છીલ્લો ત્રણ જુદી જુદી જગ્યાએ છે. જ્યારે કોઈ "ગ્રાહક"ને ગોલા ઝીણા સાથે પાલવતું નથી, ત્યારે તે ઢીબરા ભાણા કે માછી ફકીર રાઘવાને ત્યાં "બાપુ સાહેબ"નો આશરો શોધવા જાય છે બેશક ગોલા ઝીણાનું મકાન જરા 'સ્ટાઈલ'માં હોવાને લીધે તે કેટલીકવાર "ગ્રાહકો"ને મોઘું પડે છે.

આ બાબતને લગતી ચર્ચા તા૦ ૧૮ મી જુન ૧૯૨૨ને દીને મળેલી બીલીમોરાની અન્જુમનની સભા સન્મુખ રજુ થવા પછી આ મુખ્ય મથકને લગતી ભરોસેદાર હકીકત મેળવવાનો મે ઠરાવ કર્યો. અન્જુમનની સભામાં

આ બાબદ રજુ થવાથી અને ગોલા ઝીણા અને ઢીબરા ભાણુને ત્યાં જનારા કુટુબોના નામોની ટીપ ત્રસ્ટી સાહેબોને આપવામાં આવ્યાથી, તથા વર્તમાન પત્રોમા સભાનો રીપોર્ટ પ્રગટ થવાથી ઉપલા બે મથકનો લાભ લેનારાંઓ ચોકીને ત્યાં જવાનુ મોકુફ કરે, યા વખત બદલી ચોરી છુપીથી જાય એ દેખીતુ છે છતા ધીરજથી વિચાર કરી આ કામ માથે ઉઠાવવાનો મે ઠરાવ કર્યો હુ પોતે આ મથકોની મુલાકાત લઉ તો ઓળખાઈ જવાથી કશી ખબર મેળવી શકુ નહી આટલા માટે મે નવસારી ખાનેના મારા એક ગરીબ મીત્રને મારો ઇરાદો જણાવી તેમની મદદ ચાહી આ કામ ખર્ચનુ તેમજ જોખમનુ હતુ, અને તેમા બહુ કુનેહની જરૂર હતી મે જે મીત્રને ચુટી કાઢયા તે મારા નસીબે આ કામને તદન બધબેસ્તા હતા. તેમનો દેખાવ કાહેલી હતો, એટલે "બાપુ સાહેબ"ની મહેરબાની મેળવવાને તેમને કોઇ પણ લાયક ગણે તેમ હતુ અત્યત ગરીબીને લીધે તેમનો કુદરતીજ દેખાવ મુફલેસ હતો પોતે એક રમુજી લેખક હોવાથી જોઇતી કુનેહ અને હાજર જવાબી ધરાવતા હતા તેમની દુખી તબીયતને લીધે નાની વયમા તેમના એક ખેશી બાઈ તેમને નવસારીમા બેસાતખાડા આગળના એક માછીના ધુણવાના મથક ઉપર લઇ ગયા હતા, ત્યાનો અનુભવ તેમને યાદ હતો, એટલે આ કામ તેમણે ઉલટથી ઉપાડી લીધુ જે ખર્ચ થાય તે સઘળો માથે લેવા મે કબુલ્યુ અને પોતાના એક બુઝર્ગ મીત્રને મદદ માટે પોતાની સાથે લઈ તેવણે બીલીમોરામા ગોલા ઝીણાના મકાનની ચાર વાર મુલાકાત લીધી. આ મુલાકાત વખતે તેમણે નજરે જે કાઇ જોયુ છે તે કશી સહરાગાત વગર લખી મોકલ્યુ છે, અને તે સઘળો એહવાલ હુ અત્રે રજુ કરૂ છુ જણાવવની જરૂર નથી કે તેમણે મેળવેલા સઘળા નામો મે હાલ તુરત ભરમમા રાખ્યા છે, તો જો કે બીલીમોરા અને નવસારીના કેટલાક "વાચનારા"ઓ આ નામો સહેલથી અટકળી શકશે

આ એહવાલ અત્રે રજુ કરવામાં કોઇની પણ સામે કશો દ્વેષભાવ દેખાડવાની, કોઇને અપમાન કરવાની કે કોઇની લાગણી દુ:ખવવાની નેમ રાખવામાં આવી નથી માત્ર આ અ-જરથોસ્તી, દરૂજી કામથી હાથ ઉઠાવવાને ભોળવાયલા લોકોને સમજાવવાની મારી નેમ છે "છીલ્લા"ને નામે ઓળખાતી કોઇપણ કટપીત ખબર કોઇપણ ઇન્સાનને કશો ફાયદો કરી શકે નહી તેમ મનાવનારાઓનુ કામ ઠગાઈ ભર્યું અને તેમ માનનારાઓનુ કામ મૂર્ખાઇ ભર્યું જ ગણાય

ગુરૂવાર, તા૦ ૧૫–૨–૨૪

આજ રોજે અમો બે જણા બપોરની ૧–૪૨ની ટ્રેનમાં બેસી બીલીમોરે ગયા અને સ્ટેશનપરથી ગાડીમા બેસીને ઝીણા ગોલાનુ ઘેર કે જે શેઠ કેસરીચંદ ભાણાભાઇ કન્યાશાળાની સામી બાજુએ થોડેક છેટે આવેલુ છે ત્યા દાખલ થતા જોવામા આવ્યુ કે એ ઘર બહારથી તેમજ બોંયતળીએ સાદુ લાગે છે. બોંયતળીએ તેનુ કુટુંબ રહે છે, પણ ઉપરના માળનો પહેલો ઓરડો સુંદર ફરનીચરથી સીગારેલો છે, જે ઓરડાની બારીએ એક ચશ્માવાળો પારસી છોકરો હતો જેણે અમને આવકાર આપી પાણી પુછયુ. એને માટે પાછળથી ખબર કાઢતા જણાયુ કે તેનુ નામ મી૦ ... ... ... ... કરીને છે અને તેની બાયડીને છોકરાં ન થતાં હોવાના કારણે બૈરી સાથે લાંબા વખતનો ત્યાજ પડેલો છે, અને રોજ દીવસમા બે વાર માછણુ સોમીના ધુણવાના વખત અગાઉ ઘટતી તૈયારી તે કરે છે.

પહેલા ફરનીચરવાળા ઓરડામા ખુટી પર એક પારસી બાનુની સાડી અમારા જોવામા આવી, જે કલ્લી કરીને મુકેલી હતી ત્યાર બાદ ઝીણા ગોલાની સાથે "છીલ્લા'વાળા ઓરડામા ગયા, જેના ત્રણ ભાગ પાડેલા હતા એક ભાગમાં બે ખાટલી હતી, જેમાની એક ઉપર એક સ્રી સુઇને કાસતી હતી, જે માટે ગોલાને પુછતા તે પોતાને ઘરની જણાવી પણ ચીતળ ઉપરથી તે અમને પારસણ લાગી બીજી ખાટલી ઉપર પણ કોઇ માથા સુધી ઓઢીને સુતેલુ હતુ, જેથી તે ઓળખાયુ નહી

બીજા ભાગમાં આવનારાંઓને બેસવાની જગા કીધી હતી, જ્યારે ત્રીજા ભાગમાં "છીલ્લા"ની જગો કરી હતી, જે સુંદર રીતે કાચના ૪–૫ રંગીન ગોળાઓ કજનેક હાંડીઓ, એક મોટુ ઝુમર, સુંદર આયનાઓ ઉપર એક મોટુ ઘડીઆળ વિગેરેથી સીગારેલી હતી વળી પાંચ જરમન સીલ્વરની દીવીઓ હતી કે જે પર ઘીના દીવા બળતા હતા. તેમ અગરબતીઓ પણ સળગાવેલી હતી. મોટો "છીલ્લો" વચમા હતો, જ્યારે તેની બન્ને બાજુ અકેક નાની કબર જેવુ હતુ, જે ત્રણે ઉપર રેશ્મી કપડુ પાથરી ફુલો મુકેલાં હતા એક બાજુ માછણની ધુણવાની જગો ગદી તકીયાની કરી હતી એ "છીલ્લા"વાળી જગોને પીતળના કટેરાઓથી ઘેરી લીધેલી હતી

ગોલાને પુછતા જણાયુ કે સોમ, ગુરૂ, શુકના દીવસો પવિત્ર ગણાય છે, તેમાં ગુરૂવાર (જુમેરાત)નો મુખ્ય ને મોટો દીન ગણાય છે ક્રિયાનો વખત છેક રાતનો હોવાથી ત્યા સુધી થોભી ન શકાવાથી સોમવારે અમે આવવાનુ જણાવ્યુ. ગોલાએ કહ્યુ કે "તે દીને આવવાના હોવ તો કીયા મોડી જગાડુ" અમે કબુલ્યુ ને રસ્તે પડયા

ત્યારબાદ એ બાબે ત્યાજ ગામમા ખબર કાઢતા માલમ પડયુ કે ગોલાએ માછણને "બીડીબગ" તરીકે રાખી હતી અને એ ધધામા બન્ને સારૂ પેદા કરે છે

કહે છે કે ઘણીક પારસી બાઈઓ અવારનવાર ત્યા રહે છે અને સામી પૈસા તથા તદુરસ્તીનુ નખોદ વાળીને ત્યાથી વિદાય થાય છે. વળી એમ માલમ પડયુ કે ત્યા બીલીમોરાના......કુટુબના મરદ તથા ઓરતો ચાલુ જાય છે. તેમ તપાસ કરતા અજુમનના ... ... તથા ફડની મદદ મેળવનારા બાનુઓ પણ ત્યા ,જતા કહેવાય છે

આવુ છેક અનેરૂ થવાથી ટ્રસ્ટીઓપર બહુજ દબાણુ થતા છેવટે સભાઓ ભરાઇ અને ' તાતા બાગ" વિગેરેમાં પણ તેવા કામે આવનારા પેસેન્જરોને દાખલ ન કરવા તથા બીજા ધરીત ઇલાજો લેવાના ઠરાવો થયા. છતા પણ લોકો રાત્રે છુપીથી જવા લાગ્યુ તે એટલે સુધીકે નાળયેર ફુલ, બાટલી વિગેરે જમીનમા ઘાલી રાત્રે લઈ જતા તે પકડીને પણ એક બેવાર ફજેતી કરવામા આવી પણ હજી બીલીમોરા તથા બહારગામના લોકો ચાલુ જાય છે દાખલા તરીકે નવસારીનું ... ... ... ... ફેમીલી તો ત્યાજ પડયુ પાથર્યું રહે છે, અને વધુમાં નવસારીના મી૦ ... ... પોતાના કેસના ખાનગી કામે તથા કુટુબસહ તેમની તબીયતના કારણે લાંબા વખતના જાય છે વળી તવડીના ત્રણ પારસીઓ પણ જતા હતા જે હાલ બધ છે ઉપલી ખબરો મેળવી અમો ઘર આવ્યા.

---

સોમવાર, તા૦ ૧૯-૨-૨૩

આજ રોજે ભામદાદની કલાક ૬-૩૫ ની ટ્રેનમા બીલીમોરે ગયા, અને ઝીણા ગોલાના ઘરમા દાખલ થઇ નીચે બુટ કાઢી માળપર ગયા, જ્યા "છીલ્લા" ના પહેલા ભાગમા પાંચ પારસી બાનુઓ હતી, જેમાંની એક પેલા ખાટલા આગળ બેઠી હતી જેથી ગઈ વેળાએ ખાટલાપર સુતેલી બાઇજ તે હોવી જોઇએ એમ અમે અનુમાન કીધુ બીજા ચાર બાનુઓ તો બીલીમોરાનાજ હતા, એમ ગોલાનેજ પુછતા જણાયુ એક વીસ વરસનો પારસી છોકરો જે પાછળથી ગોલાના જણાવ્યા મુજબ વલસાડથી છ માસ થયા ડોલીમાં આવેયો હતો અને ત્યાના ઈલાજથી સારો થયો હતો, તે 'છીલ્લા"ની જગોમા ઘીની બતીઓ કરવી, અગરબતીઓ સળગાવવી, ફુલો ત્રણે કબરપર મુકવા, વિગેરે કામો કરતો હતો, અને નવસારીવાળા મી૦... .. . પણ "છીલ્લા"વાલી જગામા બેઠા હતા તે દરમ્યાન એક ઠીગણો પારસી આવ્યો

હવે પેલી બાજુ બધી જુવાન પારસી બાનુઓ બેઠી હતી તેમનાથી થોડેક દુર ચાર માછણો આવીને બેઠી અને પેહેલા લુબાન ધુપાવવામા આવ્યુ. ત્યાર બાદ એક જાડી માછણ નામે "સોમી" જેણે બધા કપડા નવાજ પહેરેલા હતા, અને દરેક હાથની કાંડીએ બબ્બે સોનાની બાગડીઓ હતી અને એક હાથ ઉપર ઉચેથી સુનાનુ કડુ હતુ, તે આવી, પોતાની બેઠક ઉપર બેઠી, અવાચી ખાધી અને ધીમે ધીમે ધુણીને બબડવા માડયુ એમ પા કલાક સુધી ચુપકીદીથી કામ ચાલ્યુ, જે અરસામા પેલી આવેલી ચાર માછણોમાની એકે પણ ધુણવા માડયુ એ દરમ્યાન પેલી પારસણો માની એક ઘણાક ફુલો લાવી, જે પેલા પારસી છોકરાએ કબરોપર મુકયા

હવે પેલા ગોલાએ મને કઈ પુછવાનુ હોય તો તે માછણને પુછવા જણાવ્યુ, જેથી મે કુટુબની માદગીનો હેવાલ કહી દવાદારૂ પણ અસર કરતા નથી, પણ તેથી સામુ દુખ વધે છે એમ જણાવી તેના નિવારણ માટે પુછતા તે માછણે હીદુસ્તાનીમા જવાબ વાળ્યો કે "કોઇએ તમારા ધણીઆણીને કરી મુકયુ છે" સામેજ બેઠેલા ઝીણા ગોલાએ હીદુસ્તાનીનો તરજુમો કરી મને સમજાવી જણાવ્યુ કે "ઇલાજોમા ફુલ તથા પાણી આપવામા આવશે, જે દીવસમા બે વાર ખવાડી-પાઇ આઠ દીવસે પાછા આવવુ, ને ઘરમાં તાડી દારૂ રાખવા કે પાવા નહી, અને સોમ, ગુરૂ,

...રે માછલી વાપરવી નહી" ત્યાર બાદ મે બીજો સવાલ કીધો કે ઘરમાંના ચાલુ સતાપ ને કજીવાનો નીકાલ ક્યારે આવશે?" જેનો જવાબ માછણે હીદુસ્તાનીમાજ આપ્યો કે "એ કામ જો મને (બાપુજીને) વ સોપવામા આવે તો બે માસમા તેનો નિકાલ લાવી આપીશ"

અત્રે જણાવવુ જરૂરનુ છે કે દરેક સવાલ રૂ૦ ૧। (સવા) તથા નાળીયેર, ફુલનો હાર લઇ પુછવામાં આવે છે, અને નાળીયેર જોઈ તેનો જવાબ આપવામા આવે છે ત્યાર બાદ ત્રીજો સવાલ પેલી ચારમાની એક જુવાન બાઇએ કીધો કે "ગામથી આવ્યા પછી મને સસણીની પેડ થાય છે માટે શુ ઇલાજ કરવો?" એનો જવાબ "મારી માને પુછીને સાજે દઇશ," એમ માછણે આપ્યો વળી પેલા ઠીગણા પુરૂષે પુછ્યુ કે "બાપુજી સાહેબ, મારા ત્રણે બાળકો રાત્રે ઉંઘાયલા એકકી વેળાએ સાથેજ ખાસીથી ચમકી ઉઠે છે તેનો શુ ઇલાજ?" માછણે જવાબ દીધો "બાબા, એ લડકીકા કારણ હય, ઉસકા ઇલાજ મયે મેરી અમ્માકુ પુછકર શામકુ જવાબ દેવેગા।" હવે નવસારીવાળા મી० .. . એ તબીયત બાબે સવાલ કીધો જેને વરતો દીલાસો આપી તેણી બોલી કે "જો માગપર આકીન રાખે તો જરૂર ફળ મેળવે, બાકી હુ કોણ?" ત્યારે એક જણે કહ્યુ કે—"બાપુજી સાહેબ, તમારી તો બધેજ ચોકી છે તમો વગર કોઇનુ કાઇ ભલુ થાયજ નહી ને એમ કેમ બોલો છો?"

આવી રીતે સવાલો પુછાતા ને માછણ તેના હીદુસ્તાનીમા જવાબ દેતી, જેનો ગુજરાતી તરજુમો ઝીણો ગોલો કરતો તે ગોલો તથા પેલો પારસી છોકરો જેને ઘટે તેને પણી તથા ફુલ આપતા, તેમજ મને પણ આગળથી ખબર મળેલી હોવાથી હુ બાટલી સાથેજ લઇ ગયો હતો, તેમા પાણી ફુલ સાથે આપવામા આવ્યુ કામ પુરૂ થવા અગાઉ પેલા ઠીગણા પુરૂષે મને કહ્યુ કે "આવતી વેળા આવો ત્યારે રૂ ૧।નુ લુબાન કોડીનુ લાવજો, આ 'છીલ્લા' પરથી ઓતારીને આપવામા આવે તે દીવસમા બે વાર તમારા ઘરમા ફેરવજો કે ત્યાથી બાપુ સાહેબની ચોકી રહેશે" હવે ગોલાએ પેલી સવાલ પુછનારી પારસણને કહ્યુ કે "તમારી તબીયત હવે જરા ઠીક છે તો આગળ કહ્યા મુજબ મગાવેલી મરધી હજી લવ્યા કેમ નથી?" તેણીએ જવાબ વાળ્યો કે "ગામથી મગાવી છે તે આવે તે લાવીશ"

"હવે મારૂ કામ પુરૂ થયલુ હોવાથી હુ જાઉ છુ" એમ કહી માછણુ ઉઠી ને સર્વે પગે લાગ્યાં માછણે ધુણવા માંડયુ ત્યારથી તે ઉઠી ત્યા સુધી પેલી પાંચે પારસણો, પેલા ઠીગણા પુરૂષ, માછણો વીગેરે પાચ પાચ મીનીટે બે હાથ જોડી સર નમાવી "સલામઆલેકમ બાવાજી" કરી ચાલુ કરી રહ્યા હતાં ક્રીયા પુરી થતા ફુલ વહેચવામાં આવ્યા જે કોઈક લઇ ગયુ, જ્યારે પેલી પારસણોએ ચાવી ખાધા ત્યાર બાદ એકેક ગ્લાસ પાણી વેહચવામા આવ્યુ, જે સર્વેએ ખુશીથી પીધુ, ને આપણે પણ "જાત મળતી જમાત" કરી તે પી ગયા ત્યાર બાદ બધા વિદાય થયા અને ઝીણો ગોલો, પેલા ઠીગણા પુરૂષ, નવસારીવાળા મી૦ .. .. તથા અમો એકલા પડયા ને વાતચીત ચાલી પેલા ઠીગણા પુરૂષે અમોને કહ્યું કે:—"હુ તો અત્રે ૧૦ વરસ થયાનો આવુ છુ ને છેક ઉઝામાં મીરા દાતાર પીરની મોટી દરગાહ છે, ત્યા પણ જઇ આવ્યો છુ આ તો તેની શાખા કહેવાય" જયારે ઝીણા ગોલાએ કહ્યું કે.—"છાપાછાપી પેપરોમાં બહુજ વધી ગઈ છે, માટે ધર્મશાળા (તાતા બાગ) મા ઉતરો તો અહીંના કામે આવ્યા છો એમ કહેતા ના" નવસારીથી કોઈ આજે કેમ ન આવ્યા એ અમારી પુછપરછના જવાબમા ગોલાએ જણાવ્યુ કે "ગઈ કાલેજ... ..આવી ગયા હતા જેઓ કુટુંબના દુખના ઇલાજો લેવા તથા પોતાની વડીના કેસના કામે આવે છે, કારણ આ કેસમા તેને મદદ કરવા મને "બાપુજી સાહેબ"નો હુકમ છે જેથી એ કામે હુ તેમની સાથે છેક વડોદરા સુધી જઇ આવ્યો છુ અને "બાપુજી સાહેબ"ની બરકતેજ તેઓ છેવટ જીત્યા છે, પણ હજી નવસારીની જમીન કબજે મળી નથી ગમે એવો અટકાવ થાય છે, પણ પેહલા તો મોટાઓજ અહી આવે છે" એમ જણાવી બીલીમોરાના એક શેઠીઆના કુટુંબની એક છોકરી એક બાળકનો જન્મ આપવા પછી બહુ દુખી થવાથી ડાકટરોની દવા કરી પણ છેવટે તો કંઇ ન વળ્યાથી અત્રે આવીને અહીનાજ ઇલાજોથી સારી થઇ હતી, ને હજી તેઓ અત્રે અવાર નવાર આવે છે એમ ઉમેર્યું ત્યારબાદ અમો છુટા પડયા ને સ્ટેશનપર ચાલુ મુકયુ

---

શુક્રવારે માછલી વાપરવી નહી" ત્યાર બાદ મે બીજો સવાલ કીધો કે "ઘરમાના ચાલુ સતાપ ને કજીઆનો નીકાલ કયારે આવશે?" જેનો જવાબ માછણે હીદુસ્તાનીમાજ આપ્યો કે "એ કામ જો મને (બાપુજીને) વ સોપવામાં આવે તો બે માસમાં સૌનો નિકાલ લાવી આપીશ"

અત્રે જણાવવુ જરૂરનુ છે કે દરેક સવાલ રૂ૦ ૧। (સવા) તથા નાળીએર, ફુલનો હાર લઇ પુછવામા આવે છે, અને નાળીએર જોઈ તેનો જવાબ આપવામા આવે છે ત્યાર બાદ ત્રીજો સવાલ પેલી ચારમાની એક જુવાન બાઇએ કીધો કે "ગામથી આવ્યા પછી મને સસણીની પેઠે થાય છે માટે શુ ઇલાજ કરવો?" એનો જવાબ "મારી માને પુછીને સાજે દઇશ," એમ માછણે આપ્યો વળી પેલા ઠીગણા પુરૂષે પુછ્યુ કે "બાપુજી સાહેબ, મારા ત્રણે બાળકો રાત્રે ઉંઘાયલા એકકી વેળાએ સાથેજ ખાસીથી ચમકી ઉઠે છે તેનો શુ ઇલાજ?" માછણે જવાબ દીધો "બાબા, એ લડકીકા કારણ હય, ઉસકા ઇલાજ મયે મેરી અમ્માકુ પુછકર શામકુ જવાબ દેગા!" હવે નવસારીવાળા બી૦ .. . . એ તબીયત બાબે સવાલ કીધો જેને વરતો દીલાસો આપી તેણી બોલી કે "જો માગપર આકીન રાખે તો જરૂર ફળ મેળવે, બાકી હુ કોણ?" ત્યારે એક જણે કહ્યુ કે—"બાપુજી સાહેબ, તમારી તો બધેજ ચોકી છે. તમો વગર કોઇનુ કાઇ ભલુ થાયજ નહી ને એમ કેમ બોલો છો?"

આવી રીતે સવાલો પુછાતા ને માછણ તેના હીદુસ્તાનીમા જવાબ દેતી, જેનો ગુજરાતી તરજુમો ઝીણો ગોનો કરતો તે ગોલો તથા પેલો પારસી છોકરો જેને ઘટે તેને પણી તથા ફુલ આપતા, તેમજ મને પણ આગળથી ખબર મળેલી હોવાથી હુ બાટલી સાથેજ લઇ ગયો હતો, તેમા પાણી ફુલ સાથે આપવામાં આવ્યુ કામ પુરૂ થવા અગાઉ પેલા ઠીગણા પુરૂષે મને કહ્યું કે "આવતી વેળા આવો ત્યારે રૂ ૧।નુ લુબાન કોડીનુ લાવજો, આ 'છીલ્લા' પરથી ઓતારીને આપવામા આવે તે દીવસમા બે વાર તમારા ઘરમા ફેરવજો કે ત્યાથી બાપુ સાહેબની ચોકી રહેશે." હવે ગોલાએ પેલી સવાલ પુછનારી પારસણને કહ્યું કે "તમારી તબીયત હવે જરા ઠીક છે તો આગળ કહ્યા મુજબ મગા વેલી મરઘી હજી લવ્યા કેમ નથી?" તેણીએ જવાબ વાળ્યો કે "ગામથી મગાવી છે ને આવે ને લાવીશ"

"હવે મારૂ કામ પુરૂ થયલુ હોવાથી હુ જાઉ છુ" એમ કહી માછણ ઉઠી ને સર્વે પગે લાગ્યાં માછણે ધુણવા માંડ્યુ ત્યારથી તે ઉઠી ત્યા સુધી પેલી પાચે પારસણો, પેલા ડીગણા પુરૂષ, માછણ વીગેરે પાચ પાચ મીનીટે બે હાથ જોડી સર નમાવી "સલામઆલેકુમ બાવાજી" કરી ચાલુ કરી રહ્યા હતાં ક્રીયા પુરી થતા ફુલ વહેચવામાં આવ્યા જે કોઇક લઇ ગયુ, જ્યારે પેલી પારસણોએ ચાવી ખાધા ત્યાર બાદ એકેક ગ્લાસ પાણી વેહચવામા આવ્યુ, જે સર્વેએ ખુશીથી પીધુ, ને આપણે પણ "જાત મળતી જમાત" કરી તે પી ગયા ત્યાર બાદ બધા વિદાય થયા અને ઝીણા ગોલો, પેલા ડીગણા પુરૂષ, નવસારીવાળા મી૰ . તથા અમો એકલા પડ્યા ને વાતચીત ચાલી પેલા ડીગણા પુરૂષે અમોને કહ્યું કે — "હુ તો અત્રે ૧૦ વરસ થયાનો આવુ છુ ને છેક ઉંઝામાં મીરા દાતાર પીરની મોટી દરગાહ છે, ત્યાં પણ જઇ આવ્યો છુ આ તો તેની શાખા કહેવાય" જ્યારે ઝીણા ગોલાએ કહ્યું કે—"છાપાછાપી પેપરોમા બહુજ વધી ગઈ છે, માટે ધમશાળા (તાતા બાગ) માં ઉતરો તો અહીના કામે આવ્યા છો એમ કહેતા ના" નવસારીથી કોઈ આજે કેમ ન આવ્યા એ અમારી પુછપરછના જવાબમા ગોલાએ જણાવ્યુ કે "ગઈ કાલેજ .. ...આવી ગયા હતા જેઓ કુટુંબના દુખના ઇલાજો લેવા તથા પોતાની વડીના કેસના કામે આવે છે, કારણ આ કેસમાં તેને મદદ કરવા મને "બાપુજી સાહેબ"નો હુકમ છે જેથી એ કામે હુ તેમની સાથે છેક વડોદરા સુધી જઇ આવ્યો છુ અને "બાપુજી સાહેબ"ની બરકતેજ તેઓ છેવટ જીત્યા છે, પણ હજી નવસારીની જમીન કબજે મળી નથી ગમે એવો અટકાવ થાય છે, પણ પેહલા તો મોટાઓજ અહી આવે છે" એમ જણાવી બીલીમોરાના એક શેઠીઆના કુટુંબની એક છોકરી એક બાળકનો જન્મ આપવા પછી બહુ દુખી થવાથી ડાક્ટરોની દવા કરી પણ છેવટે તો કઇ ન વળ્યાથી અત્રે આવીને અહીનાજ ઇલાજોથી સારી થઇ હતી, ને હજી તેઓ અત્રે અવાર નવાર આવે છે એમ ઉમેર્યું ત્યારબાદ અમો છુટા પડ્યા ને સ્ટેશનપર ચાલુ મુક્યુ

---

સોમવાર, તા૦ ૫-૩-૨૭

આજે તા૦ ૫-૩-૨૭ રોજે સોમવારે કલાક ૯-૪૫ની ગાડીમા બેસી અમો બીલીમોરે ગયા. સાથે નાલીયર ખરીદી લીધુ હતુ ત્થા પાણી માટે બાટલી પણ લીધી હતી બીલીમોરા ઉતરીને ગોલાને ઘરે ગયા, જયા દાખલ થતાંજ અમે એક વીસ વર્ષના પારસી છોકરાને માળ પરથી ઉતરીને ઘરની બહાર નીકળી જતા જોયો, જેનુ નામ . . . . ... ... હતુ એમ તપાસ કરતા જણાયુ માળ ઉપર ગયા, જયાં ત્રણેક પારસી બાઇ હતી જે માટે પુછતાં .. . ... ... .ની છોકરી છે કરી માલમ પડયુ, જેમાની એક . . ... . ..ની સાથે પરણેલી છે, અને જેનો છોકરો નામે .. ... ક્રીયા ચાલતી વેળાએ દરવાના ઓરડામા ઘટતી તૈયારીઓ કરવા હમેશ હાજર રહે છે અમો બેઠા પછી ત્રણ માછણ અને ત્રણ ખારવા આવ્યા, જેઓમાના કોઇક ઘી, નાળીએર, ફુલ વિગેરે ભેટ લાવ્યા હતા ત્યાર બાદ માછણ સોમી આવી, ને હાલ ચાલતી લગનસરા બાબે પોતાની જાતવાલાઓ સાથે ગપાટા મારી ધુણવા બેઠી મે આણેલુ નાળીએર ચીરી રૂ। ૧। સાથે આગળ મુકયુ તે જોઇ બોલી કે "એ કોઇ બાઇનુ છે" મે કહયુ કે "તેમ નથી એ તો કજીયા બાબત છે" ત્યારે કહે જે "એ સવાલ ગઇ વેળા પુછાયો હતો જેથી ફરી ન પુછાય છતા જવાબમા એ કે શત્રુઓ મહાત થશે અને એક માસમા બધુ ઠીકજ થશે"

ત્યારબાદ એક ખારવાએ પેટમા સખત દુ ખાવાની ફર્યાદ કરી જેના જવાબમાં જણાવ્યુ કે તે "જો ગોળની ગોળી, ચાદીની ગોળી કરી માને (બાધાલેય) તો તે દર્દ થશે, અને તે પણ માત્ર ઘી મનલવાથીજ 'માછણ આવવાની આગળ પેલા ત્રણમાની એક પારસણ ઘરે ગઇ જયારે બીજી બીલીમોરાની અઘોર જાડી પારસણે આવી દરવા આગળ પાચ મીનીટ સુધી લુબાન મુકયુ ને પાણીની બાટલી લઇ ચાલી ગઇ, અને છેવટ સુધી માત્ર એકજ પારસણ રહી હતી

બીજા જે મરદો આવ્યા હતા તેમાંના એક ગોલાએ દીલમા આવવાથી સખત ધ્રુજવા સાથે ધુણવા માંડયુ તે એટલે સુધી કે તેનાથી દમ પણ ન લેવાય અને તેની જાગ જમીન સાથે સખત અફળાવાજ કરે અને ધુણતા "અલી રસુલ અલ્લાહ"ના નામ સાથે શુધ્ધ હીંદુસ્તાની

માજ કધક બબડવા લાગ્યો, ને ઘણે વારે દીલમાંનુ નીકળી જતા નસોસ થઇ અઢેલી પડયો, જેમ સોગી પણ છેલ્લે હમેશ ગાદીને અઢેલી પડતી હતી કામ ખતમ થતાં એક બારવાને કપડાના ધોડા ઓવારવામા આવ્યા, જેઓ ખરા છે ને દુખ લઇ નાહસે છે એવી માન્યતા છે ત્યાર બાદ સોમીએ તેને પીછી કીધી જયારે એક ગાંડા બારવા માટે કહ્યુ કે તે મેંડ હતો પણ ત્યાના ઇલાજથી માત્ર ત્રણજ દીનમાં ઠીક થયો. વળી ઠીંગણા મી૦.........માટે ખબર કાઢતા જણાયુ કે તેત્રણ પથકી હતા, અને મુબઈ ઘધે પાછા ગયા હતા નવસારીવાળા મી૦ ... .....માટે પુછતા જણાયુ કે તેવણુની બી દરતાનથી ચાલુ હેરાન રહેતી હોવે બે વર્ષ અત્રે રહી ઇલાજ કરતાં તે ઠીક થઇ તે વર વહુ પાછા પોતાને ગામ ગયાં હતા છેવટે એ ત્રણે કબરો પરથી ફુલ પાણી ઓવારી સર્વને આપવામાં આવ્યા ને સર્વે વીદાય થયાં. આજે ઝીણો રોકાણમાં હોવાથી માત્ર બે મીનીટજ ઉભો ઉભો આવીને ગયો હતો ને પેલા પારસી છોકરાએ માછણની હીદુસ્તાની બોલીને ગુજરાતીમાં સમજાવવાનુ તથા લોકને ફુલ પાણી સૌ આપવાનુ કામ કર્યું હતુ. ત્યારબાદ અમો અત્રે પાછા ફર્યા

---

ગુરૂવાર, તા૦ ૫-૪-૨૩

હુ તા૦ ૫-૪-૨૩ ને ગુરૂવારે સહવારની ગાડીમા બીલીમોરે ગયો. ત્યાંની કલબમા મી૦... .....બેઠા હતા અને વાતચીતમાં મને સુચના કરી કે "અજુમનના......મી૦.........તથા તેમના બાઇ મી૦.........અવારનવાર પેહલી રાતે અગર પાછલી રાતે ત્યા જાય છે માટે ૪-૫ દીવસ ત્યાજ રહી તેઓ આવે જાય તે વખત નોધી રાખવો."

ત્યારબાદ ત્યાથી નીકળી હુ ઝીનાને ઘર ગયો, જ્યા હજી કીયા શરૂ થવાની હતી અને માછણ આવીને બેઠી હતી.

આસપાસ નજર ફેરવતા ચાર માછણ, બે માછી, તથા બે પારસી બાઇઓ જણાઇ, જેમાની એક બીલીમોરાની જણાતી હતી, જયારે બીજીને પસઅવત પુછતા નવસારીની મલેસરની . .. . ...ના કુટુબની ૪૫ વરસની બાનુ હતી અને નવસારીવાળા મી૦............ની સગી થતી હતી તેણે વધુ વાતમા કહ્યુ કે "અમારા.........તો અહી રહેલા વટીક." તેણી મુબાઇની પોતાની સગી જે સુધ વગરની ગુંગસ થઇ ગઇ છે તે માટે તથા એક બુચી માટે પુછવા નાળીયર

લાવી હતી. એક માછી પોતાને છોકરાઓથી પડેલા માર માટે પુછવા આવ્યો હતો એ અરસામા ઝીણો ગોલો ત્યા આવ્યો ને માછણની સામે બેઠો કે મે પુછયુ કે "મારા બાઇનુ તો દુ ખ વધી ગયુ છે તો શુ કરવુ ? જરા ઠીક થવે અહીં લાવુ ?" ત્યારે જવાબમાં ગોલો, માછણો તથા પેલી અઘોર પારસણ સામટા બોલી ઉઠયાં કે "વધે તે સારૂ, ઘટે તે માઠુ, માટે ફીકર ન કરવી હવે સારૂજ થઇ જશે" ભેટ માટે ચહાવા લુબાન કોડીનુ લઇ ગયો હતો તે તથા આઠ આના મુકી મે ઝીણાને પુછયુ કે "અમારા ગામમા એક જણને શરૂઆતનો લકવો થયો છે માટે તે આવવા માગે છે તે લકવો સારા થયલાના દાખલા તથા ખાત્રી માગે છે તો તમારી જાણમા કઇ છે ?" ગોલાએ જણાવ્યુ કે "એક દારૂડાવાલો સારો થયો છે" મે પ્રસગવત પુછયુ કે "બીલીમોરાના કોઇ ... .. ...નામના પારસીનો લકવો સારો થયો છે તે કોણ ? તે અત્રે આવે છે કે અને કયારે ? તેને હુ મળી પુછીને ખાત્રી કરવા માગુ છુ" ત્યારે તેણે ભેદ ખોલ્યો કે "હા, અનજુમનના ......... ...જે અહીજ રહે છે તેવણુ આખે અગે રહી ગયા હતા, તે સારા થયા છે છતાબી એ તથા એના ભાઇ..... ...અવારનવાર સાંજે દીવા વખતે આવી સલામી ભરી ચાલી જાય છે એવણુનો મેલાપ ધબાર હોવાથી હાલ પાચ દીવસ સુધી થશે નહી, પણ તમે શરનામુ આપશો તો મેલાપની ગોઠવણ કરી હુ તમને લખીશ ને તમે અત્રે આવી પુછજો, નહી તો નવસારીવાળા...... .....ને લખીશ, તેવણુ તમને કહેશે" મે નામ શરનામુ આપવુ પડે તે કારણે એમજ કહ્યુ કે "તમે ગોઠવણ કરી નવસારીવાળા.. .. .. .નેજ લખજો કે ... ... .. મારે ઘર જઇ કેહજો કે ફલાણે દીવસે આવે" ઝીણાએ તેમ કરવા કબુલ્યુ એ ત્યારબાદ અનજુમનની મીટીંગની વાત નીકળતા ગોલાએ કહ્યુ કે—"કોઇક ધારે છે કે મારી પાસે સોદો લેતાં બધ કરવો. પણ વરસે રૂ૦ ૫૦૦) નો અનાજ એ લોક નહી લેશે તેથી હુ ભુખે મર વાનો નથી નગી .. . ... ..ને તો બહાર સારી નોકરી મળે છે રાજીનામુ બી મુકયુ પણ એ લોક કબુલતા નથી તેમ ઘેરનુ ઘેર છોડી સારી ચાકરીએ જતા નથી એ બધુ તોફાન તાતાના છોકરા તથા જમાઇ હોમી તાતાનુ છે ને બીજો ફેનચીબા માસ્તર છે, બાકી અત્રે કઇ ઢોગ, ધતીંગ કે લુટાણ છેજ નહી. તાતાબાગવાલો દીનશાહ

મેનેજર કસોટી કરવા આવેલો ને "બાપુ સાહેબે" ગમે તે સવાલો તેને પુછવા કહ્યુ'તી ખરું પણ અત્રે ૨-૩ જણીને ધ્રુજતી જોઇ ડઘાઇ ગયો ને કાંઇ પુછયુજ નહી ને કબુલ કીધું કે એ કઇ ઢોંગ નથી"

ત્યાર બાદ પેલી અઢાર પારસણે બે નાળયર બતાવ્યા જે "જાતનાજ સમાએ કરી મુકેલુ" જણાવી કઇ બાધા રાખવા કહી પછી માછીનુ નાળીયર જોયુ તે અરસામા એક માછણ દુર બેઠેલી બહુજ ધ્રુજતી હતી. ત્યારબાદ સૌને ફુલપાણી આપવામા આવ્યુ અને ' સલામ બાવાજી " કરી સર્વ વિદાય થયા દાદર ઉતરી જઇ કંઇ યાદ આવ્યુ હોય તેમ પાછો આવી ફરી "આ જરા ઠીક થયે લાવીશ, પણ તમે મી० .... .. પર લખવુ યાદ રાખજો" કરી ગોલાને કહી હુ સ્ટેશન પર આવ્યો વાતમા ગોલો કહેતો હતો કે "એક માસ પછી ફરી સભા ભરાવાની છે"



ઉપલો એહવાલ મારા મીત્ર તરફનો છે, અને તેમાં ખરી હકીકત સિવાય કશા વિચારો, ટીકા કે સહરાગાત નથી, એમ કોઇ પણ જોઇ શકશે. "બાપુ સાહેબ"ના છીલ્લાની મારી મુલાકાતનો એહવાલ હુ હવે પછી રજુ કરીશ દરમ્યાન, આ ચોપાન્યાનો પહેલો અંક પ્રગટ થયા પછી તે વડોદરા રાજ્યના કેટલાએક અમલદારો પર મોકલવામાં આવ્યો હતો, અને તેઓમાના એક ઉમંગી વિદ્વાન, રૈયતના દીલસોજ અમલ-દાર—વડોદરાના ચીફ જસ્ટીસ રા બા ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, એમ. એ., એલ. એલ બી એ મહેરબાનીની રાહે નીચલો પત્ર લખવાની જરૂર જોઇ છે, જે અત્રે રજુ કરવાથી બીલીમોરાના આગેવાન ઇસ્લામીઓ અને જરથોસ્તીઓ જોઇ શકશે કે વડોદરા રાજ્યના અમલદારો ઘટતી રીતે રજુ કરવામા આવતી બાબદો ધ્યાન ઉપર નહી લેય એમ ધારવું તેઓને ગેરઇન્સાફ કરનારૂ છે. આ રૈયતના હિતની અને પ્રજામતને કેળવવાની અતી અગત્યની બાબદ છે, અને જો ઇસ્લામી અને જરથોસ્તી કોમ જોડાઇને ઘટતા અમલદારોને અરજ ગુજારે તો આ બાબદમા તેહકીક કરવાને તેઓ પછાત પડે તેમ નથી

---

વડોદરા, ૨૯-૭-૨૩

રા. રા. ભાઇ બીલીમોરીઆ,

વડોદરેથી લી ગોવીંદભાઈ હાથીભાઇ દેસાઇના દુવા સલામ આપે મોકલેલુ બીલીમોરાના "છીલ્લા"નુ ચોપાનિયુ પહોચ્યુ છે અને તે વાચી બીલીમોરા તથા નવસારી વિગેરે સ્થળોના પારસીઓમા ધ્રુણવાની તથા માન-તાઓ કરવાની બદી ચાલતી હોવાનુ જાણી મને ઘણી અજાયબી તથા દીલગીરી

થઈ છે. દસેક વર્ષ ઉપર હુ કડી પ્રાન્ત સુબાની જગોએ હતો ત્યારે તે પ્રાન્તમાં આવેલા મીરા દાતારના મથકની સરખા ઉઝા પાસે ઉનાવા ગામમાં આવેલી છે ત્યા મારૂં જવું થયુ ત્યારે ત્યા બે પારસી બાઇઓને ધુણતી મે જોઇ હતી. તેમની સાથે એક મરદ હતો તેને પાસે બોલાવી પુછી જોતા તેઓ મુબઈથી ભુતનો વળગાડ કાઢવા આવ્યાનુ જણાવ્યુ હતું. તે વખતે મેં તેમને ઘણી રીતે સમજ પાડી પીર આગળ ધુણવાથી કઈ ફાયદો થશે નહી પણ ઉલટી આબરૂ તથા પૈસાની ખુવારી થશે એમ કહી તેમને મુંબઈ પાછાં જવા અને ત્યા કોઇ સારા દાકતરની દવા કરવા જણાવી પાછા મોકલ્યા હતા હુ ધારતો હતો કે કોઈક પારસી બૈરા તથા પુરૂષો આવી રીતે પીર આગળ ધુણવાની મુર્ખાઈ કરતા હશે, પણ આપના ચોપાનિયાં ઉપરથી જણાય છે કે એ બદી એ તરફ ઘણી પસરેલી છે તેથી તેને દાબી દેવા સઘળા સમજુ પારસી ભાઇઓએ તન, મન, ધનથી તજવીજ કરવી જોઈએ આપે આ કામ ઉપાડી લીધુ છે તે માટે ધન્યવાદ આપુ છુ અને આપની ભલી નેમમા ફતેહ ઇચ્છુ છુ

લી૦ આપનો

ગોવિંદભાઈ

---

## સ્વિકાર.

** આ ચોપાન્યાંનો પહેલો અંક પ્રગટ થવા પછી નવસારીનાં એક ગુઝર્ગ જરથોસ્તી બાનુ તરફથી આ અંકો પ્રગટ કરવાના ખર્ચ માટે રૂ ૨૫), નાગપુર અને ખરગપુરની મેશસ બીલીમોરીઆ બ્રધર્સની પેઢી તરફથી રૂ ૨૫), શેઠ દીનશાહજી દોરાબજી બીલીમોરીઆ તરફથી રૂ ૧૦), અને નવસારીના એક જરથોસ્તી બાઈ તરફથી રૂ ૨)ની રકમો મળી છે, જે માટે સઘળાનો અંતઃકરણથી ઉપકાર માનુ છુ

દેશાવરના કેટલાક દીલસોઝ ખેરખાહો તરફથી આ કામને ઉત્તેજન આપનારા પત્રો મળ્યા છે, તે માટે તેમનો ઉપકાર માનુ છુ.

આ ચોપાન્યાના દરેક અંકની એક હજાર નકલ પ્રગટ કરવાનો ઇરાદો રાખવામા આવ્યો છે, અને તે દેશ પરદેશમાં વસતા બીલીમોરીઆ-ઓમા છુટથી ફેલાવવાની નેમ રાખવામા આવી છે

નવસારી. } અરદેશર નશરવાનજી બીલીમોરીઆ.
તા૦ ૧૭-૮-૨૩ }

---

આ ચોપાનીયુ સુરત હાઈસ્કુલ સામે આવેલા જુની મુંબઈ બેંક વાળા હરીઝ મઝીલમા આવેલા ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમા ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ નવસારીના મી૦ અરદેશર નશરવાનજી બીલીમોરીઆ માટે છાપ્યુ અને મી૦ બીલીમોરીયાએ દસ્તુર કોટેજ, લુનસીકુઈ, નવસારીમાંથી પ્રગટ કર્યું